# જાદરકર કાવ્યમાળા.



લેખક તથા પ્રકાશક,

**મણિલાલ જીવરામ ગાંધી જાદરકર.**

મુ. ઇડર.

[ અભિમન્યુનું યુદ્ધગમન, વસંત–સુલોચના, સૌભાગ્ય લક્ષ્મી નાટક, દિલિપસિંહ, ચન્દ્રવદન ઇત્યાદીના લેખક. ]

---

કીંમત ૦–૪–૦.

# જાદરકર કાવ્યમાળા.

લેખક તથા પ્રકાશક:

**મણિલાલ જીવરામ ગાંધી જાદરકર,**

(અભિમન્યુનું યુદ્ધગમન, વસંત-સુલોચના,
સૌભાગ્ય-લક્ષ્મી નાટક દિલીપસિંહ, ઈન્દ્રવદન
ઇત્યાદીના લેખક.)

વિક્રમાર્ક ૧૯૮૫. ઇ. સ. ૧૯૨૯.

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦.

કિંમત ૦-૪-૦.

# અર્પણ પત્રિકા.

દઈ જ્ઞાન—દાન દયાનિધી, જીવન મહીં જ્યોતી ભરી;
સુખકાર કર શિરપર ધરી, આપત્તિઓ સૌ સંહરી;
અતિ હર્ષથી આ કાવ્યમાળા, ચર્ણમાં અર્પું હરી,
વિનવું વિભૂ! સ્વિકારજો, દીન દાસ પર કરૂણા કરી.

લી૦

ગુણાનુરાગી કિંકર

**મણિલાલ જીવરામ ગાંધી જાદરકર.**

# પ્રસ્તાવના.



ગુજરાતી સ્કુલોમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને નિબંધનો વિષય શીખતાં પડતી મુશ્કેલીની પ્રતિતી થતાં, એ સંબંધમાં કંઈક ઉપાય યોજવાની મ્હને ઇચ્છા થઇ, અને એ ઇચ્છાને પરિણામે આ કાવ્યમાળા લખાઇ છે.

આ બધાં કાવ્યો લગભગ દોઢ વર્ષ પહેલાં લખાએલાં છે. વિદ્યાર્થીઓને શિખવા યોગ્ય લગભગ દરેક વિષયપર કાવ્ય લખવાનો મ્હારો મનોભાવ હતો, પરંતુ એ અરસામાં ગાબટથી મ્હારી બદલી હિંમતનગર થતાં પ્રકૃતિ અસ્વસ્થ બની એટલે લખવા ધારેલાં બધાં કાવ્યો લખી શકાયાં નથી.

મ્હારાં અન્ય પુસ્તકોની પેઠે આ કાવ્યમાળા, વિદ્યાર્થીઆલમના, તેમજ જનસમાજના આદરને પાત્ર થશે તો હું મ્હારો શ્રમ સફળ થયો માનીશ.

અંતમાં જે દયાધન પ્રભુની દયાથી આ કાવ્યમાળા પ્રકટ કરવા હું ભાગ્યશાળી થયો છું તે અનંતશક્તિ વિભૂનો અંતઃકરણપૂર્વક આભાર માની અહીં વિરમું છું.

ઇડર તાલુકા સ્કુલ.
તા. ૧૦-૬-૧૯૨૯.
} મણિલાલ જીવરામ ગાંધી જાદરકર.

॥ श्रीहरि ॥

# જાદરકર કાવ્યમાળા.

## બ્રહ્મચર્ય.

આ દેશના ઉદ્ધાર કાજે યત્ન વિધ વિધ થાય છે,
દેશોન્નતિનો મંત્ર ભારત વિર ઉરે દેખાય છે;
પણ સફળતા એ યત્નમાં ના લેશ અવલોકાય છે,
ના બ્રહ્મચર્ય સમો ઉદયનો અન્ય શ્રેષ્ટ ઉપાય છે. ૧

નિર્માલ્ય જન સમુદાય ભારતવર્ષમાં નજરે પડે,
બળ-શૌર્ય વિણુ સ્વાતંત્ર્યનો રસ્તો કદાપી ના જડે;
ના એકડા વિણુ શુન્યની કિંમત કશીય ગણાય છે,
ના બ્રહ્મચર્ય સમો ઉદયનો અન્ય શ્રેષ્ટ ઉપાય છે. ૨

બળવાન નિર્બળને દમે-આદી અનાદી ન્યાય છે,
રેંસાય છે બકરાં બિચારાં-વાઘ ઇદના થાય છે;
નિર્બળ ધણીની નારને ભાભી કહી સૌ જાય છે,
ના બ્રહ્મચર્ય સમો ઉદયનો અન્ય શ્રેષ્ટ ઉપાય છે. ૩

પોઢયા હતા બળના પ્રભાવે ભિષ્મ શરશય્યા પરે,
બળવાન નર હિમ્મત ધરી મુશ્કેલ કામો આદરે;
નિર્બળ તણાં નયને નિરંતર અશ્રુ ઉષ્ણુ જણાય છે,
ના બ્રહ્મચર્ય સમો ઉદયનો અન્ય શ્રેષ્ઠ ઉપાય છે.

તનબળ બરાબર હોય તો મનબળ અલૌકિક સાંપડે,
વસ્તુ સકળ છે સાધ્ય નક્કી વિર્યની રક્ષા વડે;
નિર્વિર્ય થઈ કંગાળ સૌની ઠોકરે અથડાય છે,
ના બ્રહ્મચર્ય સમો ઉદયનો અન્ય શ્રેષ્ઠ ઉપાય છે.

જાપાન સામું કોઇના બુરી નજર નાખી શકે,
બળવાન સામે બાથ ભીડતાં શી રીતે શત્રુ ટકે;
બળહિન–કેવળ હિંદીઓ પર નજર સૌની જાય છે,
ના બ્રહ્મચર્ય સમો ઉદયનો અન્ય શ્રેષ્ઠ ઉપાય છે.

જંગલ વિષે નિર્બળ બિચારા વાણીઆ લુંટાય છે,
બળવાન નરનું કોઇથી પણ નામ ના લેવાય છે;
જો વાડ કાચી હોય તો ત્યાં ઢોર પેસી જાય છે,
ના બ્રહ્મચર્ય સમો ઉદયનો અન્ય શ્રેષ્ઠ ઉપાય છે.

ભીમસેનને ભાળી બિચારા કૌરવો દૂર ભાગતા,
ખળ–દુષ્ટ કે દાનવ–ન કો વીરને કનડવા માગતા;
વ્યભિચારીઓ નિર્બળ વનિતાને સતાવી જાય છે,
ના બ્રહ્મચર્ય સમો ઉદયનો અન્ય શ્રેષ્ઠ ઉપાય છે. ૮

દશ–બાર વયનું બાળ થાતાં લગ્નની બેડી પડે,
વિદ્યા ન પ્રાપ્ત કરાય પોષણની પ્રબળ ચિંતા વડે;
સંતપ્ત થઈ વિધ વિધ દુઃખે સંસારમાં અથડાય છે,
ના બ્રહ્મચર્ય સમો ઉદયનો અન્ય શ્રેષ્ઠ ઉપાય છે. ૯

કાચી કળીને ચુંટતાં પામી શકાય પરાગના,
સમજણ વિના સમજાય ના સિદ્ધાન્ત સુંદર ત્યાગના;
કાચી વયે સંતાનના બળ બુદ્ધિશાળી થાય છે,
ના બ્રહ્મચર્ય સમો ઉદયનો અન્ય શ્રેષ્ઠ ઉપાય છે. ૧૦

---

# પેટ માટે.

જન પેટ કાજે યત્ન વિધ વિધ સેવતા દેખાય છે,
વ્હાલું વતન ત્યાગી અહા ! દુર દેશમાં દોરાય છે;
ના માન કે અપમાનની પરવા જરાય કરાય છે,
પાશેરના ઉદર તણી પીડા પ્રચંડ જણાય છે.

લોકો ઉદરને કારણે કિરતારનો ભય ના ગણે,
છળ-બળ કરે ન જરા ડરે સિદ્ધાન્ત ધર્મ તણા હણે;
સમજે ન સાચી વાત આખર મૂર્ખ બહુ પસ્તાય છે,
પાશેરના ઉદર તણી પીડા પ્રચંડ જણાય છે.

માફક ન હોય શરીરને પરદેશની આબોહવા,
તો પણ કઠણ થઇ જાય છે હા ! ઉદરને સંતોષવા;
લે છે દવા વૈદ્યોતણી એ હાલ આખર થાય છે,
પાશેરના ઉદર તણી પીડા પ્રંચડ જણાય છે.

લોકો ઉદર કાજે જુઓ ! નારી બનીને નાચતા;
કડછો ધરી કરમાં બહુ જન ભટ્ટ થઇને રાચતા:
પરવા તજી જીવન તણી લશ્કર વિષે પણ જાય છે;
પાશેરના ઉદર તણી પીડા પ્રચંડ જણાય છે.

સંસારની જંજાળ ત્યાગી સાધુઓ ભગવાં ધરે,
પણ પેટ ના છોડે જુઓ ઝોળી લઇ જ્યાં ત્યાં ફરે;
થાતાં સમય અગીયારનો સૌ કામ ભૂલી જાય છે,
પાશેરના ઉદર તણી પીડા પ્રચંડ જણાય છે. ૫

ભણતર ભણીને પેટ કાજે ભૃત્ય થઇ ભમવું પડે,
શેકાય છે લાખો જનો એ પેટની ચીંતા વડે;
પરણ્યા પછી નવયુવક તુર્ત તજી તરૂણી જાય છે,
પાશેરના ઉદર તણી પીડા પ્રચંડ જણાય છે. ૬

માતા, વિદેશે પુત્ર પ્યારો પેટ કાજે મોકલે,
ન સહાય હોય ? વિયોગ જનની બ્હાવરી થઇ ટળવળે;
કેવું અલૌકિક પેટ છે ! કદીએ ન પૂર્ણ ભરાય છે,
પાશેરના ઉદર તણી પીડા પ્રચંડ જણાય છે. ૭

જન પેટ કાજે પુત્રીઓને વેચવા લલચાય છે,
થઇ કુટિલ કાળાં કર્મ કરવા પેટ માટે ચ્હાય છે;
માનવ જીવનની અધમતા ન જણાવતાં અચકાય છે,
પાશેરના ઉદર તણી પીડા પ્રચંડ જણાય છે. ૮

પંડિત હો કે મૂર્ખ હો! છે પેટ વળગ્યું સર્વને,
અદ્ભુત પ્રભાવ દિસે! હરે છે ભલભલાના ગર્વને;
કુળવાન કુળહીનના ભુવનમાં પેટ કાજે જાય છે,
પાશેરના ઉદર તણી પીડા પ્રચંડ જણાય છે. ૯

બહુ ટેક ધારી નર નમે છે ઉદર કેરા કારણે,
અપકીર્તીમય જીવન બનાવી પાપના કિલ્લા ચણે;
વિકાળ કાળ તણી ભીતી, થઇ અંધ ભૂલી જાય છે,
પાશેરના ઉદર તણી પીડા પ્રચંડ જણાય છે. ૧૦

જન દુષ્ટને ચીતરે દયાળુ પેટ પાપી પોષવા,
શયતાનને ગુણિયલ કહે નિજ ઉદરને સંતોષવા;
નીચા નમી ભરતા સલામો નફટને દેખાય છે,
પાશેરના ઉદર તણી પીડા પ્રચંડ જણાય છે. ૧૧

# પ્રીતી.

પરિતાપકર છે પંથ બહુ પ્રીતિતણો સંસારમાં,
એ પંથ પર પળનારને સંકટ પડે છે કારમાં;
મધુકર કમળમાં લુબ્ધ થઈ નીજ પ્રાણને અળગો કરે,
પ્રેમાંધ થઇ દિપક તણા તેજે પતંગ બળી મરે. ૧

કળિયુગમાં સૌ સ્વાર્થનું કરતા ભજન દેખાય છે,
નિજ અર્થ સરતાં મિત્ર કે બંધુ–બધા દુરજાય છે;
વાટે અને ઘાટે ન પ્રેમ તણો પરિમળ સાંપડે,
સાચો–અલૌકિક પ્રેમ ના ગાંધી તણા હાટે જડે. ૨

વાતો કરી જન પ્રેમની ફોકટ ઉરે મલકાય છે,
સંકટ સમયમાં પ્રેમને તરછોડી ચાલ્યા જાય છે;
સાચી પ્રીતી છે શિર સાટે ના કદી બદલાય છે,
સાચી પ્રીતી પીનારને ના સ્વાર્થનો વા વાય છે. ૩

એવા વિરો આપત્તિ કે સુખમાં રહે સરખા સદા,
ડરતા નથી પ્રેમી જનો કર્તવ્યને કરતાં અદા;
પડતાં જરૂર શિરની કદી પ્રેમી ન મન કચવાય છે,
હિમ્મત ધરી હસતા મુખે–તૈયાર મરવા થાય છે. ૪

સાચી પ્રીતી શ્યામાતણી પતિને જીવન અર્પણ કરે,
દુ:ખમય દશા આવે છતાં નિજ નાથને ના પરહરે;
કોમળ છતાં દમયંતી પ્રિતમ સાથ જંગલમાં પળી,
તજી પ્રાણ કે સતીયો પતિને સ્વર્ગમાં પણ જઈ મળી. ૫

ના પ્રેમીને પ્રિયજન વિના સુખકાર કંઇ દેખાય છે,
ગાંધર્વને દેવો સકળ સાચી પ્રીતીને ન્હાય છે;
ભળતાં વિકાર પ્રીતિ વિષે અતિ કષ્ટદાયક થાય છે,
એવો વિકારી પ્રેમ સ્વાર્થ પુરો થતાં પલટાય છે. ૬

ગણિકા ગૃહે મોહાંધ થઇ કઇ માંકડા અથડાય છે,
પડતાં અખી જુતાં કપાળે કર દઇ પસ્તાય છે;
સૌંદર્યના આકર્ષણે અજ્ઞાન જન ખેંચાય છે,
લોભાય છે બીજે સ્થળે ફિક્કું વદન જ્યાં થાય છે. ૭

હીરા–મણી મુકતાતણા જે તેજમાં અંજાય છે,
થાતાં પરિવર્તન દશાનું નિર નયન ઉભરાય છે;
સંસારીઓના સ્નેહમાં સુખ લેશ ના દેખાય છે,
નિર્ધન અને ધનવાન સૌ દુ:ખદગ્ધ અવલોકાય છે. ૮

નિ:સાર આ સંસારમાં અનુરાગ ના ધરવો ઘટે,
તૃષ્ણા તણી આપત્તિકારક આગ ના કદીએ મટે;
છે ચલિત ધન-ભૂવન મુકી ચાલ્યું જવું છે છેવટે,
સ્નેહી-સગાંના સ્નેહને સમજ્યા વિના મિથ્યા રટે. ૯

---

## સંપ.

સુતર તણાં બે ચાર તંતુ સ્હેલથી તોડાય છે,
પણ થાય જો એકત્ર અગણિત વસ્ત્ર સુંદર થાય છે;
વારિ તણા વ્હેળા જુઓ રવિ તાપથી સુકાય છે,
સાગર તણું નીર કદી ના ઓછું થતું દેખાય છે. ૧

માટી ચુનો ને લાકડાં એકત્ર જ્યારે થાય છે,
મજબુત અને સગવડ ભર્યું ભુવન રૂડું બંધાય છે;
જો સંપ હોય કુટુંબમાં તો સ્વર્ગ સમ સુખ સાંપડે,
સંયુક્ત બળધારી જનોને શત્રુ ના કદીએ નડે. ૨

તરૂવર અરણ્યે એકલું તોફાનથી ભાંગી પડે,
ઉત્કર્ષના સુખપ્રદ ઉપાયો સંપ વિના ના જડે;
કૌરવ સમાન કુશળ વિરો કુસંપથી માર્યા ગયા,
નૃપ વર અનેક કુસંપથી દાસત્વ ભોગવતા થયા. ૩

કુસંપ પદ સંચારથી પ્રિય હિંદ માત પીડાય છે,
સાધન છતાં સુખનાં સકળ બેહાલ હાલ જણાય છે;
જે સ્થાનમાં સન્માન સુખકર સંપ કેરૂં થાય છે,
લક્ષ્મી અને વિદ્યાકળા ત્યાં વાસ કરવા ચ્હાય છે. ૪

વાતાવરણ સુખમય બને દુઃખ કલેશ ના દેખાય છે,
સંપે મળી સૌ ઉન્નતીનાં ગાન મંગળ ગાય છે;
ઇચ્છિત હક્કો મેળવે સંયુક્ત બળ રૈયત તણું,
સંયુકત બળ વ્યાપારીઓનું મેળવે છે ધન ઘણું. ૫

સંયુકત બળધારી કદી દુઃખ જોઇના ગભરાય છે,
નિર્ભય નકી નર જાણવો જેને ઘણાંની સ્હાય છે;
જો અંગના અવયવ બધા સંપે મળીને ના રહે,
પગ, હાથ, મુખને પેટ સૌ દુશ્મન બની લડવા ચહે. ૬

પોષણ મળે નહિ લેશ પળમાં પાયમાલી થાય છે,
વિણ સંપના સમ્રાટથી પણ તાજને સચવાય છે;
વાજીંત્રના સુર સંપથી એકત્ર જ્યારે થાય છે,
મોહક ધ્વનિ નીકળે હૃદય આનંદમય થઇ જાય છે. ૭

---

# પ્રભુ ભક્તિ.

સંસારની માયા વિષે જન અંધ થઇ અંજાય છે,
સમજે ન લાભાલાભ અક્કલહીન ગોથાં ખાય છે;
સાથે ન લાવ્યા માલ સૌ મુકી બધું અહિં જાય છે,
સર્વેશની ભકિત વિના ના સફળ જીવન થાય છે. ૧

કર્તવ્યને વિસરે કુટિલ મોહાંધ થઇ વૈભવ મહિં,
ભવભય વિદારક શ્રીહરિને લેશ યાદ કરે નહિ;
બાંધી શીલા છાતી ઉપર ઉદ્યુક્ત તરવા થાય છે,
સર્વેશની ભકિત વિના ના સફળ જીવન થાય છે. ૨

બહુ યત્નથી ધન મેળવીને પ્રાણુ સમ રક્ષણુ કરે,
લાવી દયા દિલમાં કદી ના રંકનું સંકટ હરે;
થાતાં અચાનક આગમન યમ દૂતનું અકળાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૩

ધન–ભુવન મોહક વસ્તુઓ સૌ ચલિત છે સંસારની,
મળ–મુત્રમય આ દેહ છે વાતો વિફળ સૌ [illegible]ારી;
મૃગજળ વિલોકી મૂર્ખમન આતુર બની લલચાય છે,
સર્વેશની ભકિત વિના ના સફળ જીવન થાય છે. ૪

જે સમય જન્મ લીધો જગતમાં રૂદનનો કીધો ધ્વનિ,
ના રૂદન વિણુ બીજું કશું ભકિત કરી ના શ્યામની;
જળમાં થઇ અગણિત પરપોટા ફૂટી જ્યમ જાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૫

જ્યમ પાનખરમાં વૃક્ષપરથી પાંદડાં પુષ્કળ ખરે,
જન્મે અસંખ્ય મનુષ્ય વય પુરી થતાં નક્કી મરે;
તૃષ્ણા તણી જવાળા પ્રબળ મરતાં સુધી ન બુઝાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૬

જન સેંકડો નજરે દીઠા ચાલ્યા જતા યમ દ્વારમાં,
તો પણ બને મન લીન ના કિરતાર કેરા પ્યારમાં;
મર્કટ સમું મન છે અહા ! પલટાય છે પળ વારમાં,
અથડાય છે બહુ વાર પણ સમજે ન સારાસારમાં. ૭

પરિતાપકર વસ્તુ વિષે અનુરાગ ના ધરવો ઘટે,
શા કામનાં સ્નેહી સગાં સોબત કરે ના છેવટે;
પાણી તણા મંથન વડે માખણ કદી ન જણાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૮

ગાડી બગીચે મ્હાલનારા નર અનેક ગયા મરી,
બળ-શૌર્ય મંડિત વીરપર પણ મૃત્યુની છાયા ફરી;
થાતાં સમય મુકી બધું અહિં-સર્વ ચાલ્યા જાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૯

રાવણ સમા રણ વીર નૃપ પણ મ્હોતને આધિન થયા,
શિશુપાલ-દુર્યોધન સમા નિજ તાજને ત્યાગી ગયા;
વિદ્વાન હો કે મૂર્ખ હો-સૌ એક રસ્તે જાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૧૦

જન દેહને કરવા સુગંધિત તેલ અત્તર છાંટતા,
પ્રતિબીંબને દર્પણ મહીં અવલોકીને રાજી થતા;
કો દ્રવ્યના ભંડારથી મનમાં બહુ ફૂલાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૧૧

મન મગ્ન થઇ દારા મહીં ભગવાન ભુલી જાય છે,
અમૃતને અળગું કરી વિષ પ્રાણહારક ખાય છે;
કકડો નિહાળી કાચનો હા ! કર્મહીન લલચાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૧૨

લેતાં વિભુનું નામ દામ ન ગાંઠનો દેવો પડે,
બાજી છતાં નીજ હાથમાં મન અન્ય રસ્તે આથડે;
મોહક મઢેલું ચામડું નીરખી નફટ લોભાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૧૩

જૂતાં પડે બહુ જગતમાં પણ પુનઃ પાપી ન્હાય છે,
માફક ન આવે ચીજ તે અકરાંતીઓ થઇ ખાય છે;
યમરાજનો હલ્લો થતાં મનમાં બધું રહી જાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૧૪

શાને દીધો છે જન્મ શ્રીજગદીશ્વરે કરૂણા કરી,
કર્તવ્ય શું છે આપણું એ વાત કદીએ ના સ્મરી;
સંસારના ખટરાગમાં આખું જીવન વહી જાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૧૫

કેવી અજબ શક્તિ દિસે આ સૃષ્ટિના રચનારની,
વિધવિધ બનાવી વસ્તુઓ પ્રાણી તણા આહારની;
રવિ–ચંદ્ર જેના હુકમથી હાજર નિયમસર થાય છે,
સર્વેશની ભક્તિ વિના ના સફળ જીવન થાય છે. ૧૬

નિરખી મહાસાગર મતી મુંઝાય છે માનવ તણી,
આશ્ચર્ય મુગ્ધ બને હૃદય જોતાં પ્રભાતે નભ ભણી;
વન ઉપવને પક્ષી મનોહર ગાન સુંદર ગાય છે,
સર્વેશની અકળીત કળાનો પાર ના પામાય છે. ૧૭

પર્વત પ્રચંડ અનેક જો ! આકાશથી વાતો કરે,
વિકાળ વાઘ સમાં પશુ અહીં તહીં અરણ્યે વીચરે;
પુષ્પો પરાગ ભર્યાં કર્યાં આનંદ ઉર ઉભરાય છે,
સર્વેશની અકળિત કળાનો પાર ના પામાય છે. ૧૮

લીધા વિના કિંમત રતી અતિ કીંમતી આપી હવા,
અમૃત સમાં બહુ ફળ કર્યાં ભુખ દુઃખને સંહારવા;
સરિતા ભરી નિર્મળ નીરે તિરપર તરૂ દેખાય છે,
સર્વેશની અકળિત કળાનો પાર ના પામાય છે. ૧૯

સૃષ્ટિ વિશાળ વિષે દિસે લોકો વિવીધ પ્રકારના,
વર્ણન કરે કવિઓ સદા આવે છતાં પણ પાર ના;
માયા મુકી માનવ હૃદયમાં મુગ્ધ થઇ ખેંચાય છે,
સર્વેશની અકળિત કળાનો પાર ના પામાય છે. ૨૦

નાટક સમી છે વાત આ દુનિયા તણા વ્યવ્હારની,
માનવ બની પાત્રો રમે ઇચ્છા મુજબ કિરતારની;
દોરી ધરી નિજ કર મહિં એનું કર્યું સૌ થાય છે,
સર્વેશની અકળિત કળાનો પાર ના પામાય છે. ૨૧

સમજ્યા વિના અજ્ઞાન જન આશા તણા કિલ્લા ચણે,
છાયા વિલોકી કષ્ટની પાણી ભરે છે પાંપણે;
ચિંતા કરે છે વ્યર્થ અર્થ તણી ન સિદ્ધિ થાય છે,
સર્વેશની અકળિત કળાનો પાર ના પામાય છે. ૨૨

સુખના સમયમાં સુર્ખ મન મસ્તાન થઇ ફુલાય છે,
કરૂણા નિશાન ભૂલી જઇ ભૂ પર ધરે ના પાય છે;
તૃષ્ણા તણો તંતુ દુઃખદ આકાશ સુધી જાય છે,
સર્વેશની અકળિત કળાનો પાર ના પામાય છે. ૨૩

સુખ પામવા સૌ લોક વિધવિધ જાતના યત્નો કરે,
તન ભાન ભૂલી શ્વાન પેરે સુખને માટે ફરે;
સમજે ન સુખનો મર્મ કર્મ વિહીન ગોથાં ખાય છે,
સર્વેશની અકળિત કળાનો પાર ના પામાય છે. ૨૪

ધનમાંજ જો સુખ હોય તો શિદ ધનિક ચિંતામાં ફરે,
સુખ દુઃખની વ્યાખ્યા અલૌકિક વિરલ ઉરમાં ઉતરે;
અજ્ઞાન કેરૂં વાદળું ના પુણ્ય વિણુ વેરાય છે,
સર્વેશની અકળિત કળાનો પાર ના પામાય છે. ૨૫

ભક્તિરૂપી ભવસાગરે તરવા તણું શુભ નાવ છે,
ચેતે ન તે નર મૂર્ખ આ હાથે ચડેલો દાવ છે;
ઇશ્વર ભજન વિણુ અચળ સુખનો અવરના ઉપાય છે,
સર્વેશની ભકિત વિનાના સફળ જીવન થાય છે. ૨૬

પામ્યા અચળ પદ ધ્રુવજી ભય હારિણી ભક્તિવડે,
યદુકુળતિલક રટનારને ફરી જન્મ ના લેવો પડે;
દુઃખ ક્લેશ કામ વિકાર સૌ ભક્તિવડે દુરં જાય છે,
સર્વેશની ભક્તિવડે આ સફળ જીવન થાય છે. ૨૭

ભક્તિ પ્રભાવ વડે મીરાંનો વિમળ યશ સો ગાય છે,
નરસિંહ નામોચ્ચારથી અંતઃકરણ ઉભરાય છે;
સુખકાર શરણું પામતાં થઇ ભય રહિત ફરાય છે,
સર્વેશની ભક્તિવડે આ સફળ જીવન થાય છે. ૨૮

પારસમણી પામ્યા પછી ચિંતા ન દ્રવ્ય તણી રહે,
બળ ભક્તિનું જામ્યા પછી ના પડરિપુ અંતર દહે;
થાતાં ઉદય રવિ દેવનો દુર તિમીર જગનું થાય છે,
સર્વેશની ભક્તિવડે જીવન સફળ થઇ જાય છે. ૨૯

---

# ઉદ્યોગ.

પશ્ચિમના લોકો પ્રતિ પ્રિય હિન્દીઓ દૃષ્ટિ કરો,
નિજ દુર્દશા દેખી નિરંતર શીદ જળ નયને ભરો;
રડવા થકી પરિતાપકે દારિદ્રય ના દુર થાય છે,
ઉદ્યોગના સેવન વડે ઉત્કર્ષ અવલોકાય છે. ૧

તૈયાર હોય અનાજ પણ પરિશ્રમ વિના ન ખવાય છે,
ચર્ણો છતાં પણ શ્રમ લીધાવીણ કો સ્થળે ન જવાય છે;
સાધન છતાં ઉપયોગ વિણ ના સફળ આશા થાય છે,
ઉદ્યોગના સેવન વડે ઉત્કર્ષ અવલોકાય છે. ૨

ચોરા ઉપર થઇ એકઠા બહુ જન બગાસાં ખાય છે,
યા ભૂત કાલિન વૈભવો સંભારીને ફૂલાય છે;
ના સમયની કિંમત કશી અંતર વિષે અંકાય છે.
ઉદ્યોગના સેવન વિના ઉત્કર્ષ ના દેખાય છે. ૩

આળસ તણું આપત્તિકર બળ દેશમાં જામ્યું અતિ,
ફેશન મહીં ફરતા નિરંતર હાય ના સુધરે મતિ;
પરદેશપર સૌ વસ્તુનો આધાર આજ રખાય છે,
ઉદ્યોગના સેવન વિના ઉત્કર્ષ ના દેખાય છે. ૪

અણુમોલ ઔષધ દેશનાં પરદેશીઓ લઇ જાય છે,
અર્કો બનાવે બુદ્ધિપૂર્વક સૌ સ્થળે—વેચાય છે;
મોહક બનાવી મોટરો લેવા જનો લલચાય છે,
ઉદ્યોગના સેવન વડે ઉત્કર્ષ અવલોકાય છે. ૫

બહુ યત્નપૂર્વક તાર-ટેલીફોનની સગવડ કરી,
વિધ વિધ કરી હુન્નર-કળા કંગાલીયતને સંહરી;
સુખ ભોગવે મન ભાવતાં આનંદ મગ્ન જણાય છે,
ઉદ્યોગના સેવન વડે ઉત્કર્ષ અવલોકાય છે. ૬

કરી યત્ન પામ્યા ધ્રુવજી ભવ ભય વિદારક શ્રીહરી,
ભક્તો અનેક પ્રયત્નથી દરિયો ગયા દુઃખનો તરી;
પરિશ્રમ થકી અદ્ભુત પરિવર્તન જીવનમાં થાય છે,
ઉદ્યોગના સેવનવડે ઉત્કર્ષ અવલોકાય છે. ૭

મ્હેનત વડે કંગાલ જન ધનવાન નિશ્ચય થાય છે,
પરમાર્થને પોષી સદા સુખની નદીમાં ન્હાય છે;
સત્કાર પામી સૃષ્ટિમાં કીર્તિ જમાવી જાય છે,
ઉદ્યોગના સેવન વડે ઉત્કર્ષ અવલોકાય છે. ૮

મ્હેનત વિના ના ઉદરમાંથી અન્ન પાચન થાય છે,
આળસવડે જન આખરે દુર્બળ બની પસ્તાય છે;
આળસ સમો ના સર્વ નાશક શત્રુ અન્ય ગણાય છે,
ઉદ્યોગના સેવન વિના ઉત્કર્ષ ના દેખાય છે. ૯

કરવા થકી શુભ કામ ના કદી દામનો તોટો પડે,
કંગાલીયત રૂપ દૈત્યના ઉદ્યોગીની નજરે ચડે;
પરિશ્રમ વડે બળ–બુદ્ધિની વૃદ્ધિ નિરંતર થાય છે;
ઉદ્યોગના સેવન વડે ઉત્કર્ષ અવલોકાય છે. ૧૦

ઉદ્યોગથી જાપાન જગમાં માનવંત ગણાય છે,
અમેરિકા ને જર્મની યત્નોવડે વખણાય છે;
ઉદ્યોગ હીન ના હિંદ કેરો ભાવ લેશ પૂછાય છે;
ઉદ્યોગના સેવન વડે ઉત્કર્ષ અવલોકાય છે. ૧૧

ઉદ્યમ વડે કૃષિકાર અન્ન જમીનમાંથી મેળવે,
ઉદ્યમ વડે જન સિંહ વાઘ સમાં પશુ પણ કેળવે;
મ્હેનત વડે સુતારતણાં વસ્રો મનોહર થાય છે;
ઉદ્યોગના સેવન વડે ઉત્કર્ષ અવલોકાય છે. ૧૨

# જ્ઞાતિવરા.

નિરખી રિવાજો હિંદુઓના વ્યથિત અંતર થાય છે,
સમજ્યા વિના આંખો મીંચી ગાડું ચલાવ્યે જાય છે;
પરિતાપ–કર પરિણામનો ન વિચાર લેશ કરાય છે,
જ્ઞાતિવરાના ચાલથી બેહાલ લોકો થાય છે. ૧

પહેરી પીતાંબર પ્રેમથી માતંગ સમ મકલાય છે,
મિષ્ટાન્ન વિણુ ઉર કલ્પના બીજી કશી ન જણાય છે;
બે ત્રણુ વખતનું એકઠું અકરાંતીયા થઇ ખાય છે,
જ્ઞાતિવરાના ચાલથી બેહાલ લોકો થાય છે. ૨

રણક્ષેત્રમાં સૈનિક જ્યમ તનભાન ભૂલી જાય છે,
મન મોકળું રાખી અહિં સૌ ખંતપૂર્વક ખાય છે;
ના સ્વચ્છતા કે નિયમનું પાલન જરીય કરાય છે,
જ્ઞાતિવરાના ચાલથી બેહાલ લોકો થાય છે. ૩

ના હોય સગવડ દામની તો કરજના કુપમાં પડે,
ઘરબાર મૂકે ગિરવી ન ઉપાય જો બીજો જડે;
મારી તમાચો ગાલ લાલ બનાવવા સૌ ચ્હાય છે,
જ્ઞાતિવરાના ચાલથી બેહાલ લોકો થાય છે. ૪

થાતાં મરણુ શિરછત્રનું આંસુ નયન ઉભરાય છે,
અસહાય અવલોકી દશા મનમાં બહુ મુંઝાય છે;
એવે સમે પણુ જમણુ ઘી ચુરમા તણાં લેવાય છે,
જ્ઞાતિવરાના ચાલથી બેહાલ લોકો થાય છે. ૫

તિલક કરે માળા ધરે કર શુદ્ધ જળથી ન્હાય છે,
ઠાકોર મંદિરમાં નિરંતર નિયમપૂર્વક જાય છે;
કંગાલનું દુઃખ જોઇને અંતર મૃદુ ના થાય છે,
જ્ઞાતિવરાના ચાલથી બેહાલ લોકો થાય છે. ૬

હદ વગરનું ધન ધનિક લોકો લગ્ન સમયે વાપરે,
નિજ દેશની કંગાલીયતનો ખ્યાલ ના દિલમાં કરે;
ઘી–દૂધની સરિતા વહાવે ના હિસાબ ગણાય છે,
જ્ઞાતિવરાના ચાલથી બેહાલ લોકો થાય છે; ૭

વિદ્યા–કળા કેરી સ્થીતિ દુર્બળ અતિ દેખાય છે,
સાધન વિના વિધવા અનેક થતી પતીત જણાય છે;
એવે સ્થળે ધન ના મળે ના રંક સંતોષાય છે,
જ્ઞાતિવરાના ચાલથી બેહાલ લોકો થાય છે. ૮

જે જ્ઞાતિમાં બંધન જમણનું ફરજીયાત ગણાય છે,
ઉત્કર્ષના ભાનુ તણો ન પ્રકાશ ત્યાં દેખાય છે;
થાતાં તગાદો આકરો કુળવાન કે વિષ ખાય છે,
જ્ઞાતિવરાના ચાલથી બેહાલ લોકો થાય છે. ૯

---

# આધુનિક શિક્ષણપ્રથા અને શિક્ષકોની મનોદશા.

સોટી તણો ઉપયોગ બહુ છુટથી થતો દેખાય છે,
બાળક હૃદયને જેલનો અનુભવ નિરંતર થાય છે;
જે વિષયની ના જરૂર તે પણ ફરજીયાત ગણાય છે,
એવી પ્રથા શિક્ષણ તણી સુખકાર ના લેખાય છે. ૧

જોતાં મુસારો શિક્ષકોનો નયન ભીનાં થાય છે,
કરવા છતાં કરકસર પણ વ્યવહાર ના જળવાય છે;
અંતર નિરંતર તંગીની ભઠ્ઠી વિષે શેકાય છે,
એવી પ્રથા શિક્ષણ તણી સુખકારના લેખાય છે. ૨

અધિકારીઓ પરિણામ ઉત્તમ દેખવા ચિત્ત ચ્હાય છે,
સાધન અને સગવડ તણી પરવા જરી ન કરાય છે;
બકરી સમા શિક્ષક બિચારા રાત દિન પસ્તાય છે,
સર્વેશ વિણ સૃષ્ટિ વિષે એને ન કોની સ્હાય છે. ૩

પરદેશના ઇતિહાસ કાજે શ્રમ બહુ લેવાય છે;
ના રામ, કૃષ્ણતણાં જીવન સંભાળથી શિખવાય છે,
ના બાણ, માઘ તણાં વૃત્તાંતો વ્હાલથી વંચાય છે;
પરદેશીઓમાં શ્રેષ્ટતા સ્કુલો વિષે લેખાય છે. ૪

પરિણામમાં બાળક-ઉરે એવોજ નિશ્ચય થાય છે,
ગૌરવ વિહિન આ દેશ છે પરદેશનાં ગિત ગાય છે;
બી. એ. બનીને નોકરી કાજે અહા અથડાય છે,
એવી પ્રથા શિક્ષણ તણી સુખકાર ના લેખાય છે. ૫

વ્યવહારૂ શિક્ષણ લેશ પણ શાળા વિષે ન અપાય છે,
પોપટ સમાન પઢે બિચારા શુષ્ક જ્ઞાની થાય છે;
વ્યવહારમાં પડતાં અતિ અનુભવ વિના અકળાય છે,
એવી પ્રથા શિક્ષણ તણી સુખકાર ના લેખાય છે. ૬

મેટ્રીકને બી. એ. રઝળતા માર્ગપર દેખાય છે,
પચ્ચીસમાં પણ પેટ ભરવા હાય ! એ લલચાય છે;
હુન્નર કળારૂપ પાંખ વિણ અપંગ એ દેખાય છે,
એવી પ્રથા શિક્ષણ તણી સુખકાર ના લેખાય છે. ૭

---

# અંધ શ્રદ્ધા.

આ દેશમાં સાધુ તણાં ટોળાં બહુ ઉભરાય છે,
અલમસ્ત અંગ છતાં અતિશય પ્રેમથી પોષાય છે;
અણમોલ સ્વર્ગતણો ઇજારો હસ્તમાં દેખાય છે,
ધન ધર્મને બ્હાને બહુ જન ધુર્ત લુંટી જાય છે. ૧

શાળા તણા શત્રુ બની સંસારમાં જોડાય છે,
ખાવા શિખેલ હરામનું શ્રમ અંગથી ના થાય છે;
વ્યવહારના પાલન મહીં મુશ્કેલીઓ દેખાય છે,
ટળવા સકળ એ આપદા સંસાર ત્યાગી જાય છે. ૨

પટકુળને પીળાં કર્યાં પણ દિલ ના રંગાય છે,
સુખ--ભોગની ઇચ્છા તણો ના ત્યાગ ઉરથી થાય છે;
નિરખી વિલક્ષણ વેષ ભોળા લોક બહુ ભરમાય છે,
ધન ધર્મને બ્હાને બહુ જન ધૂર્ત લુંટી જાય છે. ૩

વાતો કરે વૈકુંઠની વૈરાગ્યનાં પદ ગાય છે,
ભાવીક જન-મન શાંન્તી માટે પ્રેમપૂર્વક જાય છે;
અંતર શકે ના ઓળખી ખત્તા પછીથી ખાય છે,
ધન ધર્મને બ્હાને બહુ જન ધૂર્ત લુંટી જાય છે. ૪

ગાંજો ફુંકે દશવાર દિનમાં રક્ત નેત્ર જણાય છે,
પ્યાલી પ્રતિ પણ પ્રેમ સાધુજી તણો દેખાય છે;
નીરખી નયન નવયૌવનાનાં તૂર્ત ઘાયલ થાય છે,
ધન ધર્મને બ્હાને બહુ જન ધૂર્ત લુંટી જાય છે. ૫

ના ધર્મનો કક્કો કદી જીવન વિષે ઘુંટેલ છે,
વિણ મ્હેનતે સુખ પામવા કીધો ખરેખર ખેલ છે;
મુખમાં હરી પણ વિષ કાતિલ હ્રદયમાં દેખાય છે,
ધન ધર્મને બ્હાને બહુજન ધૂર્ત લુંટી જાય છે. ૬

મન ભાવતાં ભોજન નિરંતર નિયમપૂર્વક સાંપડે,
હૈયા–ફુટેલ જનો બહુ વંદન કરી પગમાં પડે;
ગોલોકની લાલચવડે શિષ્યો અનેક ઠગાય છે,
ધન ધર્મને બ્હાને બહુ જન ધૂર્ત લુંટી જાય છે. ૭

આંખો છતાં થઇ આંધળા ન તપાસ લેશ કદી કરે,
લોભી તણા સમુદાયમાં ના દૂર્જનો ભૂખે મરે;
કંજુસ પણ ભેટો મૂકી કૃત કૃત્ય મનમાં થાય છે,
ધન ધર્મને બ્હાને બહુ જન ધૂર્ત લુંટી જાય છે. ૮

આજે અનેક સ્થળે દુકાનો ધર્મની દેખાય છે,
આચાર્યના વૈભવતણી નૃપથી ન સ્પર્ધા થાય છે;
મોટર મહીં બેસી નિરંતર પાલવાપર જાય છે,
ધન ધર્મને બ્હાને બહુ જન ધૂર્ત લુંટી જાય છે. ૯

મંદિરમાં બહુ માનિનીનાં શિયળ વ્રત છેદાય છે,
શતો તણા મેદાનમાં આચાર્ય કૈક જણાય છે;
આવા ભયંકર ધર્મમાં પણ દોષના દેખાય છે,
ધન ધર્મને બ્હાને બહુ જન ધૂર્ત લુંટી જાય છે. ૧૦

સાચા હરિના ભક્તને ન અનાજ ખાવાનું મળે,
અણમોલ દે ઉપદેશ પણ ના ઉરની આશા ફળે;
વૈચિત્ર્ય નિરખી વિશ્વનું અંતઃકરણ અકળાય છે,
ધન ધર્મને બ્હાને બહુ જન ધૂર્ત લુંટી જાય છે. ૧૧

બળ અંધ શ્રદ્ધાનું બહુ જામી ગયેલ જણાય છે,
કાગળ તણી નૌકા કરી સિંધુ ઉતરવા જાય છે;
પરલોકની વાતો વિષે સમજ્યા વિના અંજાય છે,
ધન ધર્મને બ્હાને બહુ જન ધૂર્ત લુંટી જાય છે. ૧૨

બાવાતણી વૃદ્ધિ વડે ભારત ભૂમિ પિડાય છે,
એવા હરામી પોષવામાં પુણ્ય ના લેખાય છે;
ઇશ્વર ભજન વિણ ભવ તણું બંધન કદી ન કપાય છે,
ધન ધર્મને બ્હાને બહુ જન ધૂર્ત લુંટી જાય છે. ૧૩

---

# સદ્‌ગુરુ મહિમા.

(ધનાશ્રી)

સદ્‌ગુરુનાં ગુણગાન કરો સૌ સદ્‌ગુરુનાં ગુણગાન,
વિદ્યાની વાડી વિકસાવે વિશ્વે વધારે માન—કરો સૌ૦
સંપ તણી સાંકળમાં જોડે ક્લેશ તણા લે પ્રાણ—કરો સૌ૦
સેવાનો શુભ મંત્ર બતાવી સદ્‌ગુણનું દે દાન—કરો સૌ૦
વાદળ મોહતણાં વિખેરી શાન્ત કરે તોફાન—કરો સૌ૦
સંત સમા સુખદાયક થઇને આપે અનુપમ જ્ઞાન—કરો સૌ૦
આશીશ માગો શીશ નમાવી વિર સકળ ગુણવાન—કરો સૌ૦

---

# ભારતના નવયુવકોને.

(ગઝલ)

કરો કંઈ દેશને સારૂ સફળ અવતાર કરવાને,
વિદારો ઉર અંધારૂં સફળ અવતાર કરવાને;
તિલકને દાસ સંભારો ગણી નિજ દેશને પ્યારો,
દુઃખી દીન બંધુઓ તારો સફળ અવતાર કરવાને;

વિલોકો સંત સમ ગાંધી પ્રીતિ કંગાલથી સાંધી,
વિરા એ મંત્ર દિલ ધારો સફળ અવતાર કરવાને;
નથી સુખ દ્રવ્ય દારામાં ફના અંતે થનારૂં છે,
કરો કીર્તિ અમર જગમાં સફળ અવતાર કરવાને;
હુજારો જન્મ પામે છે મરે છે જંતુઓ પેઠે,
ધરો એ વાત અંતરમાં સફળ અવતાર કરવાને;
પૃથિક, પંડિત ને લાલા, ધરી કર દેશની માલા,
નિહાળો દેશ બંગાલા સફળ અવતાર કરવાને;
જનુની દ્રુધ દિપાવી સુધારો દેશનું ભાવી,
અમોલી આજ તક આવી સફળ અવતાર કરવાને.

---

# આજકાલના પુત્રો.

બહુ હેતથી માતા પિતા બાલક તણું પાલન કરે,
રાજી નિરંતર રાખવા ધન નિર પેઠે વાપરે;
રડતું સુણીને મધુર સ્વરથી માત ગીતો ગાય છે,
ઉપકાર વિસરનાર એ પુત્રો સુખી ના થાય છે. ૧

કંઈ રોગ થાય શરીરમાં તો ચેન ના માને પડે,
ના ભાવથી ભોજન કરે જળ નયનમાં લાવી રડે;
ઓસડ કરે અતિ યત્નથી જાતે દુઃખી દેખાય છે,
ઉપકાર વિસરનાર એ પુત્રો સુખી ના થાય છે. ૨

ના હોય સગવડ દામની પણ આશ બાળકની પુરે,
પજવે વગર સમજ્યે છતાં ઓછું ન મા લાવે ઉરે;
વાત્સલ્ય વ્હાલ તણી કદી કીંમત કરી ન શકાય છે,
ઉપકાર વિસરનાર એ પુત્રો સુખી ના થાય છે. ૩

વય પામતાં વિદ્યા ભણી ચાતુર્ય મંડિત થાય છે,
માતા-પિતા પ્રિય પુત્રને પરણાવવા લલચાય છે;
વેચે ઘરેણાં અંગનાં ના લેશ સંકોચાય છે,
ઉપકાર વિસરનાર એ પુત્રો સુખી ના થાય છે. ૪

પરદેશમાં પૈસા કમાવા પુત્ર જ્યારે જાય છે,
માતા-પિતાનાં નયનમાં જળ ઉભણુ અવલોકાય છે;
દિન-રાત ચિંતન પુત્રનું કરતાં ઉરે દેખાય છે,
ઉપકાર વિસરનાર એ પુત્રો સુખી ના થાય છે. ૫

કળિયુગમાં પુત્રો તણું વર્તન વિચિત્ર જણાય છે,
પરણ્યા પછી શ્યામા તણો શયતાન સેવક થાય છે;
સેવા તજી માતા પીતાની તુર્ત જુદા જાય છે,
ઉપકાર વિસરનાર એ પુત્રો સુખી ના થાય છે. ૬

ગર્દભ સમાન વિષય વિષે ડુબેલ દુષ્ટ દિસે સદા,
માતા–પીતા પીડાય પણ કર્તવ્યને કરે અદા;
હોટલ વિષે હરદમ દિસે લવલેશ ના શરમાય છે,
ઉપકાર વિસરનાર એ પુત્રો સુખી ના થાય છે. ૭

નાટક તમાશા નાર સાથે નિત્ય જોવા જાય છે,
મા–બાપ દુઃખકર તંગીની ભઠ્ઠી વિષે શેકાય છે;
પત્રો લખે બહુ પ્રેમથી પરવા જરી ન કરાય છે,
ઉપકાર વિસરનાર એ પુત્રો સુખી ના થાય છે. ૮

ક્યાં છે શ્રવણસમ દીકરા ! ક્યાં વખત એ ચાલ્યો ગયો,
વાતાવરણ વિપરીત બન્યું ? શો કોપ કુદરતનો થયો;
નવ માસ ભાર વહ્યો અફળ જનની નયન ભીંજાય છે,
ઉપકાર વિસરનાર એ પુત્રો સુખી ના થાય છે. ૯

શ્રીરામજી દશરથ વચન કાજે વસ્યા જંગલ મહીં,
સુખ દુઃખ કે જીવન તણી પરવા જરીય કરી નહિ;
માતા–પિતાના બોલ આજે ઠોકરે અથડાય છે,
ઉપકાર વિસરનાર એ પુત્રો સુખી ના થાય છે. ૧૦

નિજ તાતને સંતોષવા પણ ભિષ્મનું મશહુર છે,
એવા અલૌકિક પુત્ર માતા ભારતીનું નૂર છે;
આજેય જનસમુદાય નામ સ્મરી ઉરે હરખાય છે
ઉપકારને સંભારનાર સપૂત સુખીયા થાય છે. ૧૧

---

# શ્રીમંતોને.

આપ્યું ધનિકને ઈશ્વરે ધન ધર્મને સંભાળવા,
ઉદ્યુક્ત થઇ કર્તવ્યમાં કંગાલનાં દુઃખ ટાળવા;
એ વાતનું ના સ્મર્ણ અંતરમાં કદીય જણાય છે,
પરમાર્થ વિણ ના અંતકાળે કોઇ બેલી થાય છે. ૧

નિજ અંગના ઉપભોગ માટે હર્ષથી ધન વાપરે,
શર્તોતણા મેદાનમાં લાખ્ખોતણું પાણી કરે;
ભાળી અપંગ, અનાથ, હાથ ન કુટિલનો લંબાય છે;
પરમાર્થ વિણુ ના અંતકાળે કોઇ બેલી થાય છે. ૨

ઇલ્કાબ લેવા અંધ થઇ વેરે વસુ સરકારમાં,
ખાલી કરે ખિસ્સાં નફ્ટ વારાંગનાના દ્વારમાં;
કો સંતને અવલોકતાં મુખ તેજહિન દેખાય છે,
પરમાર્થ વિણુ ના અંતકાળે કોઇ બેલી થાય છે. ૩

અણમોલ વસ્ત્ર સજે સદા મનને પૂછીને ખાય છે,
બે માસમાં સેવક સહિત આબુ ગિરિપર જાય છે;
અસહાય વિધવા આવતાં હડધુત થઇને જાય છે,
પરમાર્થ વિણુ ના અંતકાળે કોઇ બેલી થાય છે. ૪

પરદેશની મોહક ચીજો લેવા સદા લલચાય છે,
હીરા, મણિથી નારને શણગારવા શઠ ચ્હાય છે;
પરિચય વિનાના રંકને પાણી પળી ના પાય છે,
પરમાર્થ વિણુ ના અંતકાળે કોઇ બેલી થાય છે. ૫

સુખનો સમય ના કોઇનો અવિચળ રહેલ જણાય છે,
નૃપ છત્રધારી હોય પણ પળમાં ભટકતો થાય છે;
ચાલ્યા જતાં વૈભવ બની વ્યાકુળ બહુ પસ્તાય છે,
પરમાર્થ વિણ ના અંતકાળે કોઇ બેલી થાય છે. ૬

---

# સાચો શ્રીમંત.

સાધન છતાં સુખનાં સકળ સાદાઇને ચિત્ત ચ્હાય છે,
અભિમાન અંતઃકરણમાં લવલેશ ના દેખાય છે;
કંગાલ જેના દ્વારમાં નિશદિન સંતોષાય છે,
છે ધન્ય એ ધનવાનને ગુણ ગાન સૌ જન ગાય છે. ૧

કાયા બની છે કાચની એ વાત ના વિસરે કદા,
સાફલ્ય કરવા જીવનનું સત્સંગને સેવે સદા;
વિદ્યા વિકાસ વિષે વસુ જે વાપરી હરખાય છે,
છે ધન્ય એ ધનવાનને ગુણ ગાન સૌ જન ગાય છે. ૨

બંધુ સમાન ગણી સકળને મધુર વાણી ઉચ્ચરે,
દર્શાવવા નિજ દ્રવ્યબળ ફક્કડ બની નં કદી ફરે;
પરહીતમાં પ્રિત રાખીને ગોવિંદના ગુણ ગાય છે,
છે ધન્ય એ ધનવાનને યશ ગાન સૌ જન ગાય છે. ૩

બાળક સમું દેખાય દીલ વાતાવરણ નિર્મળ કરે,
પ્રતિપળ સ્મરે ભવ ભય વિદારક મોહ માયા પરહરે;
આનંદનાં ચિન્હો અલૌકિક મુખ ઉપર દેખાય છે,
છે ધન્ય એ ધનવાનને ગુણ ગાન સૌ જન ગાય છે. ૪

દુઃખ મુક્ત કરવા રોગીઓને ઔષધાલય આદરે,
વિધવાશ્રમો સ્થાપી વિકટ સંકષ્ટ વિધવાનાં હરે;
યાચક તણી જ્યાં મેદની જામી રહેલ જણાય છે,
છે ધન્ય એ ધનવાનને ગુણ ગાન સૌ જન ગાય છે. ૫

---

# વિલક્ષણ વનિતા.

મુખ ક્રોધ પૂર્ણ પ્રચંડ ચંડિકા સમું દેખાય છે,
નિજ નાથને નિશદિન નફ્ટ સંતાપવા ચિત્ત ચ્હાય છે;
સ્વચ્છંદતા ધારી કુઅડ થઇ ફાળકો ફુલાય છે,
વરનાર એવી નારના હસતો કદીય જણાય છે. ૧

દિનકર ચઢે દસ હાથ પણ પર્યંકમાં પોઢી રહે,
મુખ કમળમાંથી દ્વેષયુક્ત વચન તણી ધારા વહે;
દાતણ કરી ઝટપટ સલુણી અન્ન ટાઢું ખાય છે,
વરનાર એવી નારના હસતો કદીય જણાય છે. ૨

કપડાં વિષે મણ મૅલ પણ ધોવા કદી ના જાય છે,
અડવાડીયામાં એક દીન આનંદથી ના ન્હાય છે;
ભોજન વિષે ના સ્વચ્છતા કે સ્વાદ કંઇ સમજાય છે,
વરન.ર એવી નાર ના હસતો કદીય જણાય છે. ૩

થાતાં કલહ ઘરમાં બિચારાં બાળને મારે બહુ,
લાંબી લુલી લલના તણી પાડોસીઓ ત્રાસે સહુ;
વિણ કામ ખર્ચે દામ નામ ન કોઇથી લેવાય છે,
વરનાર એવી નાર ના હસ્તો કદીય જણાય છે. ૪

સાસુ તણી નિંદા કરે ના જેઠને દે જંપવા,
દેતાં શિખામણ બૂમ પાડી તૂર્ત લાગે કંપવા;
લોકો મફતનો ખેલ જોવા ખુબ ભેગા થાય છે,
વરનાર એવી નાર ના હસતો કદીય જણાય છે. ૫

દાણા દળે આંખો મીંચીને શ્વાન બહુ હરખાય છે,
ઢાંકે ન ઘરમાં દૂધ–ઘી ઉંદર બીલાડાં ખાય છે;
સેં'વાય કે કે'વાય ના મનમાં બધાં મુંઝાય છે,
વરનાર એવી નાર ના હસતો કદીય જણાય છે. ૬

નીજ પોતનું કરવા પ્રદર્શન દોરડું નાંખે ગળે,
જો પાપ જાગે પૂર્વનાં તો પ્રેમદા આવી મળે;
સાધન છતાં સુખનાં સકળ ના તૃપ્ત કદીયે થાય છે,
વરનાર એવી નાર ના હસતો કદીય જણાય છે. ૭



# આજકાલના રાજાઓ.

ઇતિહાસને અવલોકતાં અશ્રુ નયન ઉભરાય છે,
વિર ક્ષત્રિઓની વિરતાનું સ્મરણ તાજું થાય છે;
દેખી દુઃખદ આજે દશા હથિયાર પણ શરમાય છે,
જાગો શુરા રણવિર માતા ભારતી પીડાય છે. ૧

બાણાવળી અર્જુનનું શર છૂટતાં ભૂ કંપતી,
બળ ભિષ્મનું ભાળી અનુપમ માપ ના કરતી મતી;
ભડવીર ભીમનું નામ લઈ આજેય જન હરખાય છે,
જાગો શુરા રણવીર માતા ભારતી પીડાય છે. ૨

પેખી પ્રતાપ પ્રતાપનો મન ધ્રુજતો મોગલપતિ,
શુરવિર જોઇ શિવાજી આલમગીરની અટકી મતી;
ધિરવીર રક્ષક ધર્મનો ગુણ ગાન સઘળા ગાય છે,
જાગો શુરા રણવીર માતા ભારતી પીડાય છે. ૩

ના નૃપ શિરપર તાજ આજ પ્રકાશયુક્ત જણાય છે,
દરબાર ખૂબ ખુંવાર ખ્યાલીના વ્યસનથી થાય છે;
વારાંગનાના નૃત્યમાં નાણાં બહુ ખર્ચાય છે,
જાગો શુરા રણવીર માતા ભારતી પીડાય છે. ૪

ટોળી ખુશામતીયા તણી બાપુ કને દેખાય છે,
ખટપટ અને ગપ્પાં વિષે આખો દિવસ વહી જાય છે;
ના રાજ–કાજ તણી હૃદયમાં કલ્પના પણ થાય છે,
જાગો શુરા રણવિર માતા ભારતી પીડાય છે. ૫

દેખાય દુર્બળ અંગ સંગ તજે ન તુચ્છ વિષયતણો,
કારણ વિના નિર્દોષ પર પરવશ બની કોપે ઘણો;
કૈં વાર થાય ઉદાર ધન ભંડાર ખાલી થાય છે,
જાગો શુરા રણવીર માતા ભારતી પીડાય છે. ૬

મોહાંધ થઈ કૈં મેમમાં મનમાં બહુ મલકાય છે,
સંતોષતાં ગોરી રમા ભિક્ષુક સમ થઈ જાય છે;
પડતાં પછી જુતાં કપાળે કર મુકી પસ્તાય છે,
જાગો શુરા રણવિર માતા ભારતી પીડાય છે. ૭

ત્યાગી બદી દારૂ તણી શુરવીર સૌ સંપે મળો,
થઈ મુક્ત ફેશન–ફંદથી કર્તવ્યને પંથે પળો;
રાખી પ્રજા પર પ્રેમ હીત સમજો હજુય ઉપાય છે,
જાગો શુરા રણવીર માતા ભારતી પીડાય છે. ૮

---

# સાહસ.

( કામણુ દિસે છે અલબેલા તારી આંખમાં રે—એ રાગ. )

કરવા ભારતહિત સાહસ અંતરમાં ધારજોરે—યશ વિસ્તારજોરે કરવા.

સાહસ શસ્ત્ર સબળ કરધારી, ક્લેશ, કુસંપ અરી સંહારી,
ઐક્યતણો સુખકાર સમીર પ્રસારજોરે—કરવા.

સાહસ મંત્ર મુખેથી ઉચરી હુન્નર શિખવા વિદેશ વિચરી,
આળસ, દુઃખ દારિદ્રય વિરા વિદારજોરે—કરવા.

ત્યાગ કરીને ભય અપયશનો દ્રઢ દિલથી કરવા શુભ યત્નો,
દેશતણું રૂણ ચુકવી, કુળ ઉદ્ધારજો રે—કરવા.

વરવા કીર્તી અમર અવનીમાં તરવા હર્ષતણા ઉદધિમાં,
દુઃખદ દશા ભોગવતી માતા તારજોરે—કરવા.

(પણ) સાહસનાં બે અંગ જણાયે સુખ દુઃખ સંગ્રહ રીત સમ થાયે
દુઃખકર અંગ તજીને સુખકર ઝાલજોરે—કરવા.

ક્રોધ કદી ઉપજે અંતરમાં ઘાતક શસ્ત્ર ન ધરવું કરમાં
પુખ્ત વિચાર કર્યા વિણુ સાહસ ના કરો રે—કરવા.

ઇર્ષાધારી આળ ચઢાવે અસત્ય ભાખી ઉર ભરમાવે
ખ્યાલ કર્યા વિણુ આગળ પગલું ના ભરોરે—કરવા.

અનુચિત સાહસનું અવલંબન નષ્ટ કરે નિશ્ચય તન, મન, ધન,
માટે ન્યાયાન્યાય વિલોકી વિચરોરે—કરવા.

---

# સંસાર કે સ્વાર્થ.

સંસાર મેં જોયો બધો સૌ સ્વાર્થની જંજાળ છે,
સુતભ્રાત તાત ભલે બધાં સૌ સ્વાર્થની શેવાળ છે;
જન પ્રેમ પ્રેમ કહી નીરર્થક ભ્રમ વિશે ભટકાય છે,
ઉંડુ જરા આલેખતાં મિથ્યા બધુંય જણાય છે. ૧૦
રે સ્વાર્થને કાજે પિતા વાત્સલ્યતાને વિસરે,
નિજ પુત્રીને પૈસો લઇ વંઠેલના કરમાં ધરે;
નિશ્વાસ નાખે બાળકી જે જોઇને ધ્રૂજે ધરા,
પણ સ્વાર્થમાં લદબદ થએલ પિતા નહિ કંપે જરા. ૨૦
નાણું હશે ભરપુર ત્યારે મિત્રનો મેળો થશે,
દઈ માન પાન અનેક રીતે સ્નેહ ચુંબન આપશે;
પણ રંક હાલત થઇ જતાં એકે ન ત્યાં દેખાય છે,
સંસાર સ્વાર્થ તણો સગો એ સત્ય સિદ્ધ જણાય છે. ૩૦
મા બાપને પણ છત હશે તો પુત્ર પ્યારો લાગશે,
ભગિની અને નારી બધાં શુભ સમયમાં સાથી થશે;
જ્યમ માખી મધપુડા ઉપર મધને લીધે દેખાય છે,
ત્યમ મિત્ર મંડળ સર્વ જર આકર્ષણે ખેંચાય છે. ૪૦
જન કૃષ્ણને ભૂલી માયામાં મોહને વશ થાય છે,
આવ્યે અનુચર કાળના ના કોઇ બેલી થાય છે;
ધન માલને સ્નેહી સગાં સૌ એ સમે અળગાં થશે,
ભક્તિ રૂપી સાધન અમોલું અચળ શાન્તિ સ્થાપશે. ૫૦

# હિંદ માતાની હાકલ.

---

રાણી હતી સૌ દેશની તે આજ હા ! અસહાય છે,
આંસુ દિસે આંખો વિષે, કૃશ કાય, હાય જણાય છે;
દુઃખ મુક્ત બનવા વિનવે, સંતાન સઘળાં જાગજો,
લાવી દયા માતા તણી, વસ્ત્રો વિદેશી ત્યાગજો.

થઈ મોહને આધીન, બેદરકાર ના બનશો જરી,
કરજો અદા ઋણ માતનું, કર્તવ્ય શર કરમાં ધરી;
અણમોલ આ આવ્યો સમય, વિરતા, વિરો દર્શાવજો,
પ્રિય હિંદનાં જય ગાન મંગળ જગતમાં ગવરાવજો.



# અગાઉથી ગ્રાહક થનાર ઉદારચિત્ત ગૃહસ્થોનાં નામ

### મુડેટી.

૪૦ મહેરબાન ઠાકોર સાહેબ શ્રીલક્ષ્મણસિંહજી

### દાવડ.

૨૫ મહેરબાન મહારાજ સાહેબ શ્રી કિશોરસિંહજી
૫ શ્રીયુત બાલકૃષ્ણ સાર્ઙ્ગીગરામ
૪ ,, ગીરધરલાલ એન્ડ કેવલદાસ
૨ ,, જેઠાલાલ અમથાલાલ
૧ ,, વાડીલાલ દલપતચંદ
૧ ,, પ્રેમશંકર લલ્લુરામ
૧ ,, હાજી ડોસાભાઇ
૧ ,, ચુનીલાલ કાલીદાસ
૧ ,, ગૌરીશંકર આત્મારામ

### જાદર.

૨૫ શ્રીયુત ધનેશ્વર હીંમતરામ
૪ ,, હાથીરામ વિષ્ણુરામ
૨ ,, મણિલાલ જેઠાલાલ
૧ ,, મોહનલાલ રાજારામ
૧ ,, માધવલાલ મોતીભાઇ
૧ ,, લીલાચંદ ફતેચંદ
૧ ,, લાભશંકર ગણપતરામ
૧ ,, જોઇતા દાનજી
૧ ,, સાંકળચંદ હીરાચંદ
૧ ,, મોતીલાલ કરસનદાસ
૧ ,, ડુંગરદાસ ઘેલાભાઇ
૧ ,, ડાચાલાલ મગનલાલ

### ખેડબ્રહ્મા.

૧ શ્રીયુત માધવલાલ દેવજી
૧ ,, લખમીચંદ કાળીદાસ
૧ ,, દલસુખ સાંકળચંદ
૧ ,, મોહનલાલ પુનમલાલ
૧ ,, ડુંગરભાઇ કેશરભાઇ
૧ ,, વીઠ્ઠલદાસ ભીખાભાઈ
૧ ,, ભોગીલાલ મગનલાલ
૧ ,, ચંદુલાલ મોહનલાલ
૧ ,, ગિરધરલાલ સાંકળચંદ
૧ ,, મોતીલાલ કેશરભાઈ
૨ ,, પુંજીરામ હરિકરણ

### વાસણા.

૧ શ્રીયુત દેવજી નારજી

### અમદાવાદ.

૧૫ શ્રીયુત સૂર્યપ્રસાદ ચુનીલાલ

### દેશોતર.

૧ ,, હરિભાઇ જેચંદ
૧ ,, ભાઇચંદ મેઘજી

૧ ,, બેચર પુરશોતમ
૧ ,, કોદર પરભુજી
૧ ,, અંબાલાલ નાથાભાઇ
૧ ,, મગનલાલ મણિલાલ

**ડભોલ.**

૧ શ્રીયુત ડાહ્યાલાલ મહીપતરામ

**કડીયાદરા.**

૪ શ્રીયુત છગનલાલ સુરજરામ
૧ ,, મોતીચંદ રેવચંદ
૧ ,, હીરાચંદ દેવચંદ
૧ ,, કચરાલાલ હેમચંદ
૧ ,, હીરાલાલ ગણપતરામ
૧ ,, ઇશ્વરલાલ ભાઇશંકર
૧ ,, કેશરભાઈ જેશંગભાઇ
૧ ,, ભાઈશંકર દલસુખરામ
૧ ,, ભોગીલાલ દલસુખરામ
૧ ,, નાથાલાલ કુબેરભાઈ
૧ ,, છગનલાલ સદાભાઈ
૧ ,, દેશાઇ નાથુભાઈ
૧ ,, દેવશંકર લલ્લુભાઇ

**નાવલી.**

૨ શ્રીયુત પુરશોતમ મંગળભાઇ

**દહેગામ.**

૧ શ્રીયુત ચીમનલાલ અમૃતલાલ

**બારૂવાવ.**

૧ શ્રીયુત પુંજીરામ હરીશંકર

**મોડાસા.**

૧૦ શ્રીયુત ભોગીલાલ દામોદરદાસ વકીલ
૧ ,, શંકરલાલ નાથાલાલ

**ઈડર.**

૨૦ શ્રીયુત પી. કે. મણીઆર
૧૦ ,, મંગુલાલ નેમચંદ
૫ ,, ભોગીલાલ એમ. શાહ
૫ ,, ડાયાલાલ પી.
૫ ,, એમ. વી. દેશાઇ
૫ ,, ગોકળદાસ જેઠાભાઇ
૪ ,, ભાઇચંદ વીરચંદ
૨ ,, જીવરાજ ગુલાબચંદ
૨ ,, ઉમીયાશંકર લલ્લુભાઇ
૨ ,, લલ્લુભાઇ રણછોડદાસ
૧ ,, વૈદ્ય બળદેવ હીંમતરામ
૨ ,, મેતા હીંમતરામ લક્ષ્મીચંદ
૧ ,, ચંદુલાલ આશારામ
૧ ,, ડાયાલાલ જયચંદ
૧ ,, સુરજમલ તેજરામ
૧ ,, અમરા હીરા
૪ ,, માનજી અમથાભાઈ
૨ ,, પુરશોતમ ખુશાલદાસ
૧ ,, ખેમાજી હીરાભાઇ
૧ ,, લલ્લુ ગલાબજી
૧ ,, રામશંકર મણિલાલ
૧ ,, નાથાલાલ માધવલાલ

૧ ,, કેશવલાલ વિશ્વનાથ
૨ ,, શીવશંકર મોહનલાલ વૈદ્ય
૧ ,, નાથાલાલ કાશીરામ
૧ ,, મણિલાલ પુરશોતમ
૧ ,, જગજીવન લલ્લુભાઇ

**રાયગઢ.**

૫ શ્રીયુત પીતાંબર ગોપીનાથ વકીલ
૧ ,, સોમાલાલ વિઠ્ઠલરાય
૧ ,, શાન્તિલાલ શોભારામ
૧ ,, લલ્લુભાઈ રેવાશંકર
૧ ,, મહાશંકર ગંગારામ
૨ ,, ડાહ્યાલાલ ગણપતરામ
૪ ,, મુગટલાલ સાંકળેશ્વર
૧ ,, શંકરલાલ મણિરામ
૧ ,, ભાનુશંકર શોભારામ

**વિસનગર.**

૫ શ્રીયુત ખુશાલદાસ રઘુરામ

**ચાંદરણી.**

૫ શ્રીયુત શીવશંકર શંકરલાલ

**વાડોલ.**

૧ શ્રીયુત રૂઘનાથ દામોદર

**વસાઈ.**

૧ શ્રીયુત છગનલાલ કેશરભાઈ
૧ ,, ચુનીલાલ અંબારામ
૧ ,, કીરપારામ જદુરામ
૧ ,, મોતીજી જેઠાજી
૧ ,, જગન્નાથ નરોતમ
૧ ,, મોતીલાલ રાયચંદ
૧ ,, કોહ્યાજી રામજી

**સિદ્ધપુર.**

૧ શ્રીયુત શિવપ્રસાદ પ્રભુશંકર
૧ ,, દયાશંકર નર્મદાશંકર

**મઉ.**

૧ શ્રીયુત હરિશંકર વેણીરામ
૧ ,, હિરાલાલ છગનલાલ
૧ ,, ચુનીલાલ હીરાચંદ

**કુકડીયા.**

૫ મહેરબાન રાજાજી સાહેબ
૧ રા. રા. જગજીવન મોહનલાલ
૧ ,, બેચરદાસ તલકચંદ
૧ ,, ચિમનલાલ વલ્લભરામ

**સબલપુર.**

૧ રા. રા. નાથાલાલ દયારામ

**મેહાસણ.**

૧ રા. રા. મગનલાલ હીરાલાલ

**ચોઈલા.**

૧ શ્રીયુત અંબાલાલ છગનલાલ
૧ ,, આદીતરામ માહેશ્વર

**જેજવા.**

૧ રા. રા. કામેશ્વર ધીરજરામ

**અડપોદરા.**

૧ રા. રા. વણારસી હીરાભાઇ

**ઉભરાણુ.**

૧ રા. રા. પુરશોતમ અમથારામ

**ચોરીવાડ.**

૧ રા. રા. ચુનીલાલ દેવશંકર

**ચિત્રોડા.**

૧ રા. રા. મકનજી દાનાજી

**રેવાસ.**

૧ રા. રા. ગિરધર વહાલજી

**હીંમતનગર.**

૧ શ્રીયુત પુનમલાલ લીલાધર
૧ ,, તલકચંદ કાળીદાસ
૧ ,, જયશંકર ખુશાલરાય
૧ ,, નરસિહદાસ મોતીચંદ
૧ ,, કોદરલાલ જોઈતાદાસ
૧ ,, મણિલાલ સાકળચંદ
૧ ,, માધુજી મનોરજી
૧ ,, વજેસિહ પ્રથીસિહ
૧ ,, અલીમહમદ દાઉદ
૧ ,, જીવરામ ભગાભાઇ
૧ ,, હરિલાલ લલ્લુભાઇ
૧ ,, કેશવલાલ નથુરામ
૧ ,, નહાલચંદ મોતીચંદ
૧ ,, જેઠાલાલ મૂળચંદ
૧ ,, છગનલાલ કુબેરદાસ મિસ્ત્રી
૧ ,, ગણપતલાલ મોહનલાલ
૧ ,, અમરસિંહ મોટસિંહ
૧ ,, મણિલાલ ગુલાબરામ
૧ ,, રવિશંકર લીલાધર
૧ ,, મુળસિંહ હરલાલજી
૧ ,, છોટાલાલ ગુલાબચંદ ગાંધી
૪ ,, રતિલાલ છોટાલાલ
૪ ,, જટાશંકર વિશ્વનાથ
૪ ,, હિંમતલાલ મણિલાલ
૧ ,, ચુનીલાલ લક્ષ્મીરામ
૧ ,, ઝવેરીશંકર મહાશંકર
૧ ,, ચેનસીંગ ચ્યાડસિંહજી

**ભીલોડા.**

૧ રા. રા. ભવજી લખાજી
૨ શ્રીયુત પુરશોતમ જડુરામ
૨ ,, મલુકચંદ નાનચંદ
૨ ,, બ્રહ્મચારી ફતેહસાગરજી જૈન
૧ ,, ઉસ્માનમીયાં અન્નમીયાં
૧ ,, શામળદત્ત મગનલાલ
૧ ,, પુરશોતમ મોહમલાલ
૧ ,, ચુનીલાલ રઘુરામ
૧ ,, પુંજાભાઇ માનાજી
૧ ,, છગનલાલ સવજીભાઈ
૧ ,, લીલાધર કોલારામ
૧ ,, વાસુદેવ ગિરધર
૧ ,, મણિલાલ કોદરલાલ
૧ ,, દેવશંકર સાંકળેશ્વર
૧ ,, મોહનલાલ કોલારામ

૧ ,, કરૂણાશંકર વાસુદેવ
૧ ,, નાથાલાલ કોદરલાલ
૧ ,, મૂળજી નાથાજી
૧ ,, દેવશંકર મણિલાલ
૧ ,, હાથીરામ કેશવરામ
૨ ,, હરિશંકર પુરશોતમ
૨ ,, મોહનલાલ ભવાનીશંકર
૫ ,, સાંકળચંદ તલકચંદ
૧ ,, મણિલાલ ભુરાલાલ
૧ ,, સૂલેમાન અબ્દુલ
૧ ,, રસુલભાઇ ઉમ્મરભાઇ
૧ ,, નાનચંદ કાળીદાસ
૧ ,, શીવશંકર કુબેરદાસ
૧ ,, કુબેરદાસ મુળજી
૧ ,, નર્મદાશંકર જેઠાલાલ

## જાંબુડી

૨ શ્રીયુત અમથાલાલ સાંકળચંદ

## ગલોડા.

૨ શ્રીયુત ખુશાલદાસ વસ્તારામ
૧ ,, નારજી કાકીદાસ
૧ ,, હરિભાઈ રામજીભાઇ
૧ ,, રામજી અંબુભાઇ
૧ ,, મણિલાલ મોહનલાલ
૧ ,, નારજી પ્રભુજી
૧ ,, ઘેલાભાઇ માણેકચંદ

## પેથાપુર.

૧ શ્રીયુત કોહ્યાલાલ મલુકચંદ
૧ ,, મણિલાલ છગનલાલ
૧ ,, કાળીદાસ રણછોડલાલ
૧ ,, ચીમનલાલ છોટાલાલ
૧ ,, પ્રતાપસિંહ સરદારસિંહ
૧ ,, મનસુખ રવચંદ

## ઇસરી.

૧ શ્રીયુત મણિશંકર જેઠારામ
૧ ,, ભીખાલાલ ઉગરચંદ
૧ ,, મુળશંકર દલસુખરામ
૧ ,, છગનલાલ નાથુરામ
૧ મણિલાલ લક્ષ્મીરામ

## વડાલી.

૧ રા. રા. બખલદાસ ભાઈચંદ

## જામળા.

૧ રા. રા. અંબાલાલ લલ્લુભાઈ

## પ્રાંતીજ.

૧ રા. રા. કોદરલાલ કામેશ્વર

## મેઘરજ

૧ રા. રા. ડાહ્યાલાલ શીવરામ

## બડોલી.

૧ શ્રીયુત વહાલજીભાઇ ઝવેરચંદ

## ગાબટ.

૧ શ્રીયુત ડુંગરદાસ ખેમચંદ
૧ ,, મોહનલાલ મનસુખ

## ડીરોઈ.

૧ શ્રીયુત રેવાશંકર જડુરામ
૧ ,, નટવરલાલ પુનમચંદ
૧ ,, મુળસિંહ અમરસીંહજી
૧ ,, વજેસિંહ અમરસીંહજી
૧ ,, ચંદનસિંહ કુબેરસીંહ
૧ ,, લલ્લુદાસ સાંમલદ.સ
૧ ,, રણછોડ રાયચંદ
૧ ,, છગનલાલ મુગટરામ
૧ ,, મણીલાલ નાથજીદાસ
૧ ,, મણીલાલ નેમચંદ
૧ ,, મણીબ્હેન ભક્તિરામ
૧ ,, ગોરધન વિઠ્ઠલદાસ
૧ ,, મગનલાલ ત્રંબકરામ
૧ ,, મોતીલાલ લલ્લુદાસ
૧ ,, મોહનલાલ મગનલાલ
૧ ,, યાકુબ સદીકભાઇ
૧ ,, ડાહ્યાલાલ દીપચંદ
૧ ,, ડાહ્યાલાલ રાંમા

## મુંબઈ.

૧ શ્રીયુત ત્રીભોવન હરગોવીંદ
૧ ,, રતનલાલ એચ. સ્વામી
૧ ,, ભાનુશંકર એમ. દવે
૧ ,, મોતીલાલ સાંકળચંદ
૧ ,, ગીરધરલાલ ભુધરજી
૧ ,, મોતીલાલ ભવાનીશંકર
૧ ,, ઇશ્વરલાલ ચુનીલાલ
૧ ,, વ્રજલાલ ભગવાનદાસ
૧ ,, પ્રેમજી હરજી
૧ ,, રણછોડલાલ અમથાલાલ

## વિરપુર.

૧ શ્રીયુત મગનલાલ દ્વારકાંદાસ
૧ ,, નાથાલાલ મોતી
૧ ,, ગીરધરલાલ જીવરામ
૧ ,, મણીગર ભગવાનગર
૧ ,, ખેમા મૂલા

## રાણોલ.

૧૦ શ્રીયુત પ્રભાશંકર પુંજીરાંમ
૨ ,, હરગોવીંદ સેવકરાંમ
૨ ,, ભાઇશંકર વજેરામ
૧ ,, પુંજીરાંમ અંબારામ
૧ ,, ચંદુલાલ જોઇતારામ
૧ ,, પ્રભાશંકર માધવલાલ
૧ ,, ડાહ્યાલાલ શીવરામ
૧ ,, ભુલેશ્વર જયશંકર
૧ ,, પ્રભાશંકર મંછારામ

## બાયડ.

૧ શ્રીયુત રસુલમીયાં અહમદમીયાં
૧ ,, કીશોરદાસ રણછોડદાસ
૧ ,, સોમાલાલ પ્રેમજીભાઈ
૧ ,, હરગોવિંદ નાનચંદ
૧ ,, નછાદાસ પુંજાભાઇ

૧ શ્રીયુત સોલાલાલ ચુનીલાલ
૧ ,, શંકરલાલ મગનલાલ
૧ ,, છગનલાલ જ.મથાભાઇ
૧ ,, રેવાભાઇ છગનભાઇ
૧ ,, કેશરદાસ ખાતુભાઇ
૧ ધી બાયડ યુવક લાઇબ્રેરી

આ કાવ્યમાળા મુદ્રણાલયમાંથી બહાર પડતાં પહેલાંજ તેની પહેલી આવૃત્તિની લગભગ તમામ નકલો માટે અગાઉથી ગ્રાહકો થઇ ગયા છે, અને હજુ હંમેશા, માગણીના સંખ્યાબંધ પત્રો આવ્યાં કરે છે. મ્હારા પ્રત્યે આવી અનુપમ લાગણી દર્શાવવા માટે સર્વ સજ્જનોનો હું હૃદયપૂર્વક આભાર માનું છું.

લી. કર્તા.

